૬૩૫૮

૬૩૫૮ ૭૪

# રસ રંગના ખ્યાલ ગરબા

રચનાર

કવી ગીરધરલાલ હરકીશનદાશ.

સુરત વિક્ટોરીયા પ્રેસ.

સંવત ૧૯૫૨—સને ૧૮૯૬

કિંમત એક આનો.

૬૩૫૭



# રસ રંગના ખ્યાલ.

## લાવણી

આવ્યો આશો માસ, ઈંદુ પ્રકાશ,
તેવી શાબાશ પ્રીતી તારી;
પ્રીતમ આવાસ, બોલાવી પાસ,
પાયપય મિઠાશ, જાઉં બલહારી. ટેક
સજી ભુષણ અંગ, વિલાસી રંગ,
પ્રીતમ ઉછંગ, પ્યારી રેતી,
બોલે વાણી વ્યંગ, જગવે અનંગ,
મનમાન્યા સંગ, આનંદ લેતી,
ખાવું ખાઈ પાન, ગાઈ ગરબી તાન,
દીપાવેશાન, કૈં કૈં કેતી.
ધરૂં તારૂં ધ્યાન, ખરૂં પ્યારી માન,
ગમે નહી આન, ખરૂં સુખ દેતી.
તને લઈને પાસ, હૃદયે ઉલાસ,
હસી કહે હાસ, ચતુરાઈ ન્યારી. પ્રીતમ—૧
નિજ પ્રીતમ માટ, રચે અજબ ઘાટ,

શોભે તેવા થાટ, પ્યારી કરતી,
તારૂં મુખ ઝળકાટ, જોતાં ઉચાટ,
પળે બારે વાટ, વૃતી ઠરતી,
ટેકી રસીક પ્યાર, તારા જેવી નાર,
મળે નહિ કોઠાર, દીઠી બહુ ફરતી,
તને વારવાર, ચાહું દીલદાર,
મારી જોડે પ્યાર, ભવભવ કરતી,
તનમને નર્મ, આંખમાશર્મ
પ્રીતીમાગર્મ, જેવી નળ નારી, પ્રીતમ—૨
નવ રાખે આશા, નાણાની ખાસ,
તેમ મદન ત્રાસ, કદીએ નાપે;
અજી શુભ લિખાશા, દિનનીશો પાસ,
રતિ સુખ પ્રકાશા, પ્રેમે આપે,
પ્યારી હસતું મુખ, જોઉતારે સૂખ,
ઝટ ભાગે ભૂખ, આનંદ વ્યાપે,
તું છે કલ્પ રૂખ, હર્યૂં સર્વ દુખ,
જેવી જુએ રૂખ, તેવી કૃતિ થાપે
નમી પ્રભુ પાસ, કરૂં વિનંતી ખાસ,
રહે મારી પાસ, ઊમર સારી પ્રીતમ—૩
રંભા જેવું રૂપ, નાજુક અનુપ,
પ્રીતીનો કુપ, પ્રીય અલબેલી,

તારે વડે ભૂપ, સમજું સુખ રૂપ,
આનંદ ચૂપ, રહું રસ ખેલી,
તારી સંગે મેળ, મળ્યો અચળ ખેલ,
ગત જન્મ પેલ, નિશ્ચય ઘેલી,
ચડી પ્રીતી રેલ, કર પ્યારી સ્હેલ,
તજી મનનો મેલ, મુકી દુખ ઠેલી,
કહે ગીરધરલાલ, પ્યારી તારી ચાલ,
ખરે થયો ન્યાલ, સંગે તારી, પ્રીતમ—૪

## ગરબી

(કાનો બંસી બજાયછે કીધર ગયોરે)

છેલા છેતરી શું છેટે જઇ રહ્યારે. ટેક
ચાર પાંચ દિવસે ફરી આવું કહીને,
પખવાડીયું કર્યું એવા કપટી લહ્યારે. છેલા.
પંથ ન્યાળી ન્યાળી, પડી ગઈ કાળી,
ખાળી રાખ્યા ત્યાં કઈ નવીને વશ થયારે. છેલા.
આજ કાલ કરૂં નેને નીર ભરૂં શોકે,
ફરૂં ઘેલીશી મેલી ગયા નાવી દયારે છેલા.
ગમે નહીં ઘરમાં મને દમે બ્રેહપાપી,
તમે નવી નાર કેરા હાથ ગ્રહ્યારે. છેલા.
ભોળપણું મારૂ મનેજ નડ યું નઠારૂં
ઘેર પધારો ગિર્ધર હું પેર લાવી મયારે. છેલા.

## સખી

જવાની રૂપને છટા ઘટા ઘન દિવસ ચારની,
ગરવે ફુલી ફરે પડે જ્યમ નજર યારની,
જોબન રૂપ ને કુળે ચડે ચતુરા તારેથી,
તેવી બે ત્રણ ચાર ચર્ણ સેવે પ્યારેથી,
એવા પુરષ ગુણવાન ધ્યાન નથી દેતા તુજપર,
એવું સમજી માન મૂકીને ચલન વલન કર.

## દોડ.

ચલન કર નિરમાની નારી
ગણત્રી નથી અમને કંઇ તારી
નથી સમજણ ચોખી સારી
પ્રીતની રીત ઘણી ન્યારી
લાલચે મરી કરે જારી
તેવી ને ચતુરે ધીક્કારી
સફાઈ નત મનની શુભ ખ્યાલે
સખી કહી કવી ગીરધરલાલેજી

## ગરબી

કુલ સારેરે, જન્મ જે જુવતીનો હોએ,
શિક્ષા રૂડી માને સોએ ટેક
પ્રાત:કાળેરે, ટેવ વેલા ઉઠવાની,

રાખે સુંદરીઓ જે શ્યાણી
પ્રભુજી નારે, પવિત્ર નામની વાણી,
મુખ ઉચરતી સુખ જાણી

ઝુલ

વૃથા લવરી કયારે નહીં કરવીરે,
અભિમાન વૃત્તી નવ ધરવીરે
દગા બાજીરે, દિલમાં રચવો ન કોએ,
શીક્ષા રૂડી માને સોએ —૧
રૂપયોવનરે, ધન ભોવન નિજ સારે,
નહીં છકી જશો રૂડી નારે
ભામનીનેરે, ભુષણ લાજનું ભારે
પ્રશંશા થાય પરઉપકારે

ઝુલ

જડમાનવીની સંગાથરે, નવ કરવી ઝાઝી વાતરે,
રૂડી ભુંડીરે, ક્રિયા શ્રીહરી સઉ જોએ,
શિક્ષા રૂડી માને સોએ —૨
હરી ઇચ્છા એરે, મળે ધન સંપત્તી જેવી,
રેવું સંતુષ્ટ ભોગવી તેવી.
અન્ય જનની રે, સુખ સાહ્યબી જોઈ તેવી,
નહીં ઇચ્છવી પોતે એવી.

ઝુલ

કરી કર્જ વસ્ત્ર ભૂષણ લઈએ રે,
તેથી ફજેત જગતમાં થઇએ રે,

સાદી રહેણીરે, માન વધારે મ્હોટું,
શીક્ષા રૂડી માને સોએ. —૩.
વિષયો નેરે, વનિતાએ વશ ન થાવું,
દ્રઢ મનથી ાનતી રહિ જાવું.
દયા રાખીરે શત્રુનું પણ ભલું ચ્હાવું,
જ્ઞાન દઈ હરી નામ ગાવું.

## ઝુલ

ક્ષમા રાખવી અંતરમાંએરે,
પરનિંદા કરવી નવ કયાંએરે.
કષ્ટ સમયેરે, ગિરધર ધીરજ ન ખોએ.
શીક્ષા રૂડી માને સોએ. —૪

## ખ્યાલ

હવે ઘેર જવા દો ઘણી થઈ નંદલાલા,
અળગારો તુટશે મારી મોહનલાલા. ટેક
જતિ મહી વેચવા આવી સેજે તમ પાસે,
કહી પડશે જાણ પ્રીતમ તો ભાર મુજ જાશે.
રંગના તો ચુટકાં હોય કુંડા નહિં થાશે,
ઉત્તર શો દેશ જો નણુદી આવશે વાંસે.
પાલવ મુકો હું કેશ સમારૂં વાલા. અળગારો—૨
સમજણ રાખો ઘનસ્યામ કહીને થાકી,
શું વચન મશ્કરી તણાં કહોછો છાકી.
વાલમજી પ્રીતની રીત રાખીએ ઢાંકી,

આય મોજ વિના અડચણ જીંદગી આખી.
રોકીએ નહીં ઘર રસ્તે અર્થ વિન ઠાલા  અળગા—
જન જોતાં અજાણ્યા રહીને વાટે જઇએ,
એકાંતે વાતચિત મતલબની કરી લઇએ.
ચરચા બહુ થાશે કયમકે સરખાં છઇએ,
મારા સમ દઉં છુ શામ જવા ઝટ દઇએ.
મંદીરે મોકલી દઇશ દૂધના પ્યાલા,  અળગા—
તમને ત્યમ મુજને ગમે ઘણું સંગ રેવું,
પણ લોક આળ શીર મુકે દુઃખ તે લેવું.
છો નાથ ચતુરસુજાણ ઘટે નહીં કેવું,
મુજ અલ્પ મતીનું બોલ્યું ક્ષમા કરી લેવું.
સમજો સ્વામી હું કરૂછ કાલાવાલા.  અળગા—૪

## ગરબી.

મને ભૂલી ગયો છે મારો છેલડો. એ રાગ
ઘણે દીવસે મળ્યાછો મારા લાડલાજો,
રાજી રાજી અનીહાંરે રાજી રાજી થયું છે મારૂં મંન
મારારાજ દીવસે મળ્યા છો—  ટેક
સોનાના સૂરજ આજે ઉગીયાજો, ખીલ્યૂં ખીલ્યૂં
અનીહાંરે ખીલ્યૂં ખીલ્યૂં
આ કમળ વદન મારા રાજ  —દીવસે
આજ લગી ઉદાસ રેતી અંતરેજો, બેઠી બેઠી,
અનીહાંરે બેઠી બેઠી કરતી તમારી આશા. મરારાજ.
—દીવસે

પ્રીતમ પ્રીતડીની રીત તમે સાચવીએ, વારી વારી,
અનીહારે વારી વારી અનુભવીએ વિલાસ મારારાજ.
—દિવસ

## ગરબી ૨જી.

પ્રાણ પ્યારા મારા કેમ નથી બોલતા જો, વારે વારે
અનીહારે વારે વારે વિનવું છું કરી પ્રણામ મારારાજ
પ્યારા મારા કેમ નથી બોલતાજો. ટેક.
શી વાતે ભુલી છું કહોની વાલમા જો, તેની ક્ષમા
અનીહારે તેની ક્ષમા માગુ છું સુંદર શામ મારારાજ
—પ્યારા.
અમે અબળા અપરાધ વિષે આવિઍજો, તોય તમારે,
અનિહારે તોય તમારે નિભાવી લેવી નાર, મારારાજ.
—પ્યારા
સકળ સદગુણ કળાના તમે ધામ છો જો, વળગ્યાં વળગ્યાં
અનિહારે વળગ્યાં વળગ્યાં તમને
ગણિ હૈયાનાહાર મારારાજ —પ્યારા.

## ઠુમરી.

( નજરા ગયો બાલમ તોરે અંગના. એરાગ )

દલગીર સિદ તું હવે થાય સજની ટેક.
મળ્યો તને આવી, હવે નહીં જાઉં,
શોક ઉચાટ પ્રિયા તજની —દલ

નિત તારી પાસે છઉં સુખ રાસે,
કર રંગ મોજ દિવસરજની. —૬૭

ઉઠ અલબેલી, કર રસકેલી,
ઉમંગથી ગિરધરને ભજની. —૬૮

## ખ્યાલ

આ સમયનથી કોઇ પ્રેમીજન સુખકારે,
ફરી વળ્યો ગામ ને સ્હેર દિશાઓ ચારે, ટેક.

એ અમદાવાદ અમનગર અડાજણ માંહીં,
નથી અકલકોટ આમોદમાં પ્રેમી ક્યાંહી.
બી બરાનપુર જોઇને બજાણ ચાહી,
ગયો બેલગામ બેપુર થઇને બંબાઇ.
સી કનોજ કટક કલકતે છાવણી છાઇ,
કલીયાન કછ પણ જોયાં બહુ અથડાઇ.
ડી ડુંગરી દેવઘડ દિલ્લીવાસી થાઇ,
દક્ષણથી દીવદ્વારકાએ જોઇ ધાઇ.
ઇઇટારસીને ઇગતપુરીમાં પ્યારે,
ફરી વળ્યો ગામ ને સ્હેર દિશાઓ ચારે. —૧

એફ ફતેઘડ અને ફરક્કાબાદ,
ફરી ફરીને કીધી તપાસ પડાવિ સાદ.
જી ગોરખપુર ગિરનાર ગુલશનાબાદ,
ગુજરાત ગયાજી ગયો ગોમતિપુર ચાંદ.
એચ હૈદ્રાબાદથી હડીપુર હરડા જ્યાદ,
જોઇ હળવદ હામપર ગયો હુસંગાબાદ.

આઇ ઇસરવાડી ઈદારથી ઈડરનાદ,
ફરી મુશાફરી મુસીબતનો દીઠો સ્વાદ.
જે જીંજવાડા જમખંડી જાલના જ્યારે,
ફરી વળ્યો ગામ ને સેર દિશાઓ ચારે —૨

કે કપુરથલ્લા કરજન કાશી કોલાપુર,
કરના ટક કુરસદ કપડવંજને કત પુર;
એલ લિંબડી લાસલગામ લિલાપુર લખતર,
લુણાવાડા લુધીયાના તેમજ લાવર.
એમ મંથુરાં મછલીપટ્ટન મદરાસ મહિસુર,
મીરટ્ટ મેમદાવાદ થઇને મોહનપુર,
એન નવસારી નાંદોદ ને નીમચઅંદર,
નિલગીરી નસીરાબાદમાંએ નહી ખબર
આ આરપાડ આરંગાવાદ બિન સારે,
ફરી વળ્યો ગામને સ્હેર દિશાઓ ચારે. —૩.

પી પાટણ પાલનપુર પાટડી જોઈ,
પાલીતાણા અંદરે ન દીઠું કોઈ.
ક્યુ કવેટાને કવેએકમાંયદિન ખોઈ,
ફરી તપાસ પ્રેમી તાણી ન દીઠી સોઇ,
આરરામપુર રતલામ ગયો મન મ્હોઇ,
રાધનપુર રાણી ગંજથી એ કર ધોઇ,
એસ સચીન સંજાન ગયો મન પ્રોઇ,
સક્કરને સોનગઢ સિંદરની ખુશબોઈ.
ટીતળે ગામ તીથલ તારાપુર તારે,
ફરી વળ્યો ગામ ને સ્હેર દિશાઓ ચારે. —૪

ચુ અમરેલી અલવર ઉમરાવતી સારી,
ઊજ્જન અંબાલા વિષે શોધ્ય છે જારી.
વિવિરમગામ વીરપુર વિજા પુર ભારી,
વિસનગર વિઝીગાપટનમાં ધારી ધારી.
ડબલ્યુ વરલી વાનગામ હવા જાં નઠારી,
ત્યાં રહીને વાંસદા જોયું બહુ સંભારી
એકસ વાઇને ઝેડથી નામ ઉચ્ચારી,
જે નગર રહ્યા તે અનાર્ય અંતર ધારી
કે ગિર્ધર દુનીયામા દીઠા નહી સારે,
ફરી વળ્યો ગામ ને સ્હેર દિશાઓ ચારે. —ચુ.

## ગરબી

ચંદ્ર ચાંદની આ ચોકમાં ચટકી રહીજો,
ચારે તરફ ચિત્ર આરસી લટકી રહીજો. —ચંદ્ર.
નખરાવાળી ને રૂપાળી ગોરીઓ મળીજો,
સજી સાડીઓને શાળું સુંદર નીકળીજો, —ચંદ્ર.
લીલા લાલ ને ગુલાબી ગુલેનારછેજો,
એકે એક સખી જો કિનારી દાર છે જો, —ચંદ્ર.
સોળ સરખી છે જુવાન માનની ભરીજો,
બધી ને કરે કડાં કહેમાળા ચોસરીજો, —ચંદ્ર.
વાંકીવળીને લટકાળી લેતી તાળીઓજો,
છટાવાળી નારી નાકે શોભે વાળીઓજો, —ચંદ્ર.
સુરેખશાન કરે ગાન લઈને તાનનેજો,
ચતુર રસીક પુરૂષ સુણે ધરી ધ્યાનનેજો, —ચંદ્ર.

ગઈ રજની મધ્ય શશી શીરે આવિઓજો,
આપણા મિત્ર કેરા ચાકર દૂધ લાવિઓજો, —ચંદ્ર.
છાપ આવી હવે થાક ખાઓ સુંદરીજો,
અકેક પ્યાલો દૂધ પીઈને રમજો ફરીજો. —ચંદ્ર.
એવું સુણી સઘળી બેઠી ગલીચાપરેજો,
જોતી બોલતી ને હસતી કંઈ વાતો કરેજો. —ચંદ્ર.
ચિનાઈ રકેબીમાં ચમચા પ્યાલા મુકીઆજો,
સોનેરી ચિત્ર અજબ તેની ઉપર ઝુકિઆજો —ચંદ્ર.
એક ઘડી એવી રીતે વીતી ચેનમાંજો,
કે ઝટ ઉઠી સૌ અલબેલી સમજી નેનમાંજો —ચંદ્ર.
આરામ લઈને કામનીઓ પ્રસનતાજી થઈજો,
તેમના કંઠની ખુબીથી નિશા ગાજી રહીજો, —ચંદ્ર.
શ્રીમંત તેમ નરવિદ્વાને શાબાશી કરીજો,
તેજ ચિનાઈ કપને સોસરની લાણી કરીજો, —ચંદ્ર.
પાન સોપારી લીધા કે સર્વ સુંદરીજો,
ઘેર જવા માટે ચોકમાથી નીસરીજો, —ચંદ્ર.
સૌ ગાનાર ને સુણનાર ઉભય મન ઠર્યાંજો,
તે ખુબીના કવિ ગિર્ધરે કથન કર્યાંજો— —ચંદ્ર.

## ગરબી

### ગિરધારીની રહાની.

દિનઝાજેરે, જીવન પ્રાણને જોઇ;
કંઠે વળગી કામીની રોઇ. ટેક.

સમજાવીરે, યુક્તીથી વાત કરીને,
ફેવા બેઠા ત્યાંજ ઠરીને,
પ્રીતમજીરે, હું તો જાત મરીને,
રહુ એકલી કેમ કરીને.

## ઝુલ

નથી દયા તમને દિલ મ્હાંએરે
વિરહીણીના દિન કેમ જાએરે
બેદરદીરે, બાલમ જાણે શું કોઇ
કંઠ વળગી કામની રોઇ —૧
નવ ગમતુ રે, ઘડી એક જુગની થાતી,
તન તપ્યું રે ધડકે છાતી.
ઘણું થોડું રે, સ્વાદ રહિત કઇ ખાતી
ઘેલી ગાંડી જેવી જણાતી.

## ઝુલ

ઘર કામ તમામ હું ભુલીરે
ગઇ દુખ દરીયામાં ડુલીરે
શુળીબ્હેરે, લટકી આ મુખડે મોહી
કંઠ વળગી કામીની રોઇ. —૨
રજનીએરે નિદ્રાલવ નવ આવે
તરફડતી અંતર ઘાવે.
જન સઘળારે, હરે ફરે હરખાવે
મુજ ચક્ષુ જળ વરસાવે.

## ઝુલ.

નહી સજતી શાળુ કે સાડીરે
થઇ નીરાસ પડતી આડીરે
મુખ ફાડીરે, પુછું હેતુ મળે કોઇ
કંઠે વળગી કામીની રોઇ —૩

ફરી વારેરે, પીઉડા નહિ દઉં જાવા,
જાણ્યા ઢંગ તમારા આવા.
જુઠા બોલારે, લાગ્યા છો હાલ સતાવા
કંઇ શોકને લાગ્યા રહાવા.

## ઝુલ

પાતળીયે પ્રીય સમજાવીરે
ધીમે પલંગપર સુવડાવીરે
સેવાં માંડીરે, પ્રેમ પુષ્પ ખુશબોઇ.
કંઠે વળગી કામીના રોઇ —૪

## ખ્યાલ

ગુણ સાગર મારા લાલ ગયા પ્રિત ત્યાગી,
જોઇ સ્વરૂપ શોકનું થયા તેના અનુરાગી. ટેક.

નિરદય આવા નવ જાણ્યા તમને પ્યારા,
કયમ શરદ સમયના વિવિધ વિહાર વિસાર્યા!
એકલડી રાખી વિરહ બાણ બહુ માર્યા.
પ્રિય દર્શન આશે પ્રાણ માત્ર છે ધાર્યા

ઓ આવ્યા નાથકહી નિદ્રાથી જાઉં જાગી
જોઇ સ્વરૂપ શોકનું થયા તેના અનુરાગી.— ૧

સુંદરવર રૂપેરીજી લક્ષણે મ્હોઇ,
વાણી મીઠીનું કપટ ન જાણે કોઇ
પરહરશો પ્રેમની ફાંસી અંદર પ્રોઇ,
નવ સ્વપ્ને એવું લહ્યું બેઠી સુખ ખોઇ,
મન દયા ધરી ફરી આવો શામ શોહાગી
જોઇ સ્વરૂપ શોકનું થયા તેના અનુરાગી. ૨

ઉપરને આદરભાવે થયા વશ ઘેલા,
અંતરનું હેત નથી જોતા તમે અલબેલા.
છો સુજાણ તમને ન ઘટે થવું મન મેલા,
સંગ શોક લડીનો તજી આવજો વેલા.
પ્રીતમ જુદાઇની કટાર કારી વાગી,
જોઇ સ્વરૂપ શોકનું થયા તેના અનુરાગી. ૩

અરપી તન મન ધન ગણ્યા નાથ સુખ કારી,
નવ ઘટે વાઢવી વરત કુવામાં ઉતારી.
પલપલ અવટાએ પ્રાણ પ્રિતમ સંભારી
સુણી અરજ દાસીને આવો મળો ગિરધારી.
છે રાત્ર દિવસ તમ તરફ આંખ રહિલાગી
જોઇ સ્વરૂપ શોકનું થયા તેના અનુરાગી. ૪

## પીલૂ.

નરમ શરીરે તેવિ સ્વભાવે
શરમ નેનમાં સમજી રિઝાવે. ટેક

પરમ પ્રીતની રીત સુજાણે.
મરમનિ શંકા કોઇ નવ આણે.
મનની સઘળી સમજીને વાતો.
સુખમાં વિતાવે દિવસને રાતો.
ખટરસ સ્વાદ સરસ મિઠાઇ
વિવિધ બનાવી લાવતી સ્હાઇ.
હસે મુખ મીઠી વચને રસીલા
દિસતા પુષ્પની કળી જેમ ખીલી.
મૃગનયનીને પાતળી ગોરી
બિલી કુચ દીસે કનક કટોરી.
અવયઅવો સૌ પળે ખુબાં ન્યારી
સમર પ્રસંગે લાગે અતિ પ્યારી.
અનુભવ આવડ ઘણી સુખકારી
પ્રિયા બલહારી કે ગિરધારી —૧

## ઠુમરી.

ચાલિ મંદિરે ગોરિ દરસન કરવા. ટેક
શાળુ ગુલાબી શરિર સુહાવી
લાગ્યા લટકે ઉર બે થરથરવા —ચાલી.
રૂપને જવાની, તેથી અભિમાની
કે ગિર્ધર કોને તારી પરવા —ચાલી.